श्रीहरिः ।

# शुद्धाद्वैतसिद्धान्तसार ।

कर्त्ता

गोस्वामिभूषणश्री १०८ श्रीगोकुलनाथ-
महाराजनिदेशवर्ती

भट्टश्रीरमानाथशर्मा

वल्लभाब्दः ४३८.

स. १९१६.

स्थान— बडा मन्दिर,— बंबई.

निर्मञ्छन =)

# जाणवा लायक बे चार वातो ! ! !



१ प्रभुना अनुग्रहने पुष्टि कहे छे.

२ मिश्र अने शुद्ध भेदथी पुष्टि बे प्रकारनी छे.

३ पुष्टिथीज जीवनी प्रभुमां भक्ति थाय छे.

४ आ कारणकार्यना ऐक्यने लइनेज क्यांय क्यांय भक्तिने पुष्टि आ नामथी कही छे.

५ ज्यां वेदोक्तसाधनोंथी प्रभुमां भक्ति थाय तेने मर्यादाभक्ति कहे छे.

६ अने ज्यां केवल अनुग्रहथी प्रभुप्रेम प्राप्त थाय तेने पुष्टिभक्ति कहे छे.

७ मिश्रपुष्टिमांज पुष्टिपुष्टिभक्तिपण छे.

८ अर्जुनादिक मिश्रना अने व्रजभक्त शुद्ध पुष्टिना अधिकारी छे.

९ सर्वत्र हरिना साक्षात्कारने सर्वात्मभाव कहे छे.

१० मर्यादा अने पुष्टि बन्नेनी परिपाक अवस्थामां सर्वात्मभाव प्राप्त थाय छे. किन्तु कंइक भेद रहे छे.

भट्ट श्रीरमानाथ शर्मा.

---

Published by Pandit Ramanath Shastri, Third Bhoiwada, Badamandir, Bhuleshwar, Bombay.

Printed by Ramchandra Yesu Shedge at the "Nirnaya-sagar" Press, 23, Kolbhat Lane, Bombay.

॥ श्रीहरिः ॥

# शुद्धाद्वैतसिद्धान्तसार ।

आकाशे मुदिरावलीव दिवसे संध्यात्रयीवांशुम-
द्धाम्नीवेन्दुगभस्तयः सलिलधौ तुङ्गास्तरङ्गा इव ।
यस्मिन्विश्वमुदेति यत्र रमते यत्रैति चाऽस्तं पुन-
स्तस्मै सान्द्रपयोदनीलमहसे कस्मैचिदास्तां नतिः ॥

आसेतोराहिमाद्रेरखिलधरणिभृन्मौलिविन्यस्तपादो
लोकैराबद्धहस्तैरवनततनुभिर्वाङ्मयैः स्तूयमानः ।
पुण्यामालोकलक्ष्मीं पथि पथि वितरन्मूकयन्घूकपङ्क्ती-
राशाध्वान्तं विभिन्दन्नुदयति भगवान् वल्लभो लोकबन्धुः ॥

स्वयम्

## पुरुषार्थ ।

મનુષ્ય જેને ઇચ્છે તેનું નામ **પુરુષાર્થ** છે. અને તે પુરુષાર્થ સાક્ષાત્ તથા પરમ્પરાથી ચાર પ્રકારનો છે. દુઃખનો એકદમ નાશ તેનું નામ **મોક્ષ** છે. અને નિત્ય, અગણિત, અને નિર્દુઃખ સુખપ્રાપ્તિનું નામ આનન્દની પ્રાપ્તિ અથવા ભગવત્પ્રાપ્તિ કહેવાય છે. દુઃખ ભાવ અને સુખની પ્રાપ્તિ આ બે વસ્તુને બધા જીવો ઇચ્છે છે, આ હેતુથી આ બે **સાક્ષાત્પુરુષાર્થ છે.** ધર્મ કરવાથી દુઃખ સમગ્ર દૂર થઇ જાય છે, આ કારણથી તે ધર્મ પણ પુરુષાર્થમાં ગણેલો છે, માટે ધર્મ તે પણ પુરુષાર્થ છે. ધર્મ અને કર્મ ઘણાં પ્રકારના છે, આ વાત જુદી છે. પરંતુ ધર્મ, પુરૂષાર્થ છે તે સર્વ પ્રસિદ્ધ છે. અર્થ, એટલે પૈસા વિના ધર્મ થઇ શકતો નથી, અને અર્થ પણ પુરૂષને અપેક્ષિત

છે, આથી [1]**અર્થ** પણ પુરૂષાર્થ છે. પરન્તુ ધર્મ તથા અર્થ આ બે પરમ્પરાથી પુરૂષાર્થરૂપ છે. અને [2]**દુઃખાભાવ અને આનન્દ પ્રાપ્તિ** આ બે સાક્ષાત્ **પુરૂષાર્થ** છે. સુખની પ્રાપ્તિ પણ ઘણા પ્રકારની છે. પરન્તુ તેમાં મુખ્ય રીતે જોવા જઇયે તો બે પ્રકારની છે. એક તો દુઃખથી મિશ્ર સુખની પ્રાપ્તિ, અને જેમાં બીલકુલ દુઃખનો સ્પર્શજ ન હોય તે બીજી સુખની પ્રાપ્તિ. ત્રણ લોકમાં જેટલું સુખ છે તે બધું દુઃખ-મિશ્રિત છે. અને તે સુખ અનિત્ય છે. આથી તેને લૌકિક સુખ અથવા તો કામ કહે છે. અને જેમાં દુઃખનો બીલકુલ લેશ પણ નથી તેનેજ નિત્યસુખ, નિરતિશયસુખ, અગણિતસુખ, અલૌકિકસુખ કહે છે. અથવા તો તે અલૌકિકાનન્દથી ઓળખાય છે. તેમજ તે **અલૌકિક આનન્દાનુભવનેજ ભગવાન્ કહે છે.**

## ભગવાન્, બ્રહ્મ, અથવા તો પરમાત્મા.

ગ્રાહકની જે સ્ફુર્તિમાં અથવા તો અનુભવમાં, [3]આનન્દની માત્રા અતિવિશેષ હોય, તેનેજ એટલે તે આનન્દાનુભવને ભગવાન્ કહે છે. ભગવાનથી ભગવાનનાં રૂપ અથવા આકારાદિ જુદાં નથીજ. પરંતુ ધર્માત્મક આનન્દજ ભગવાનના

---

૧ પશુ–પુત્ર–સ્ત્રી, ધન, આદિ પદાર્થ અર્થ શબ્દથી કહેવાય છે.

૨ **दुःखाभावः सुखं चेति पुरुषार्थद्वयं मतं। मोक्षः कामः, तयोरङ्गं धर्मो ह्यर्थेन साधितः॥** तत्वार्थदीपः।

३ **वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम्। ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते।** इति श्रीमद्भागवतम्। **"आनन्दमात्रमविकारमनन्यदन्यत्"।** श्रीभा०। **"आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन"।** तैत्तिरीयोपनिषद्। **"यतो वाचो निवर्त्तन्ते अप्राप्य मनसा सह।"** तैत्तिरीयोपनिषद्। **"सत्यं विज्ञानमानन्दं ब्रह्म।"** श्रुतिः।

આકારરૂપ વિગેરે છે. એવં ધર્મ અને ધર્મી બન્ને એક છે. આથી ભગવાન્ આનન્દમાત્ર છે, આનન્દાનુભવમાત્ર છે, સચ્ચિદાનન્દ છે. અને તે [1]આનન્દાનુભવ વેદમાં બ્રહ્મ, પરમાત્મા, આદિ શબ્દથી પ્રસિદ્ધ છે. તેમાં પણ વેદમાં બ્રહ્મ, સ્મૃતિમાં પરમાત્મા, અને ભાગવતમાં ભગવાન્, શબ્દથી તે આનન્દાનુભવ પ્રસિદ્ધ છે.

હંમેશાં રહેવાથી અને અનુભવરૂપ હોવાથી તેને સચ્ચિદાનન્દ ભગવાન્ કહે છે. ગ્રાહકની જે સ્ફુર્તિમાં અનુભવની માત્રા વિશેષ હોય, અને આનંદ થોડો તિરોહિત હોય તે આનંદાનુભવને **અક્ષરબ્રહ્મ** કહે છે. આથીજ આનંદવલ્લીમાં બ્રહ્માનંદની [2]ગણના કરી દીધી છે. અને તેથીજ તેને હંસસ્વરૂપ આનંદમય ભગવાનની [3]પુચ્છ કહી છે. તે અક્ષરબ્રહ્મજ સર્વ જગતનું ઉપાદાનકારણ અને નિમિત્તકારણ છે. આ બ્રહ્મથી [4]પુરૂષ, અને પ્રકૃતિ આ બે જગત્ના માતા તથા પિતારૂપ પ્રકટ થયાં છે. આ અક્ષરબ્રહ્મની બે પ્રકારથી સ્ફુર્તિ થાય છે, શુદ્ધાદ્વૈતજ્ઞાન વારાઓને **જ્ઞાનમાત્રસ્ફુર્તિ**, અને ભક્તોને **વ્યાપિવૈકુંઠરૂપસ્ફુર્તિ** થાય છે. જેને જ્ઞાનમાત્રસ્ફુર્તિ થાય છે, તેને માટેજ ક્યાંક ક્યાંય એને નિર્વિશેષ જેવો પણ કહેલો છે. આથીજ વસ્તુમાં ભેદ નથી. જે સમય તે ભગવાન્ [5]નામ અને રૂપનું પૃથક્કરણ ઇચ્છે છે. અને વિશ્વને [6]ધારણ કરવાનું ઇચ્છે છે. અને [7]બધાને

---

१ वेदान्ते च स्मृतौ ब्रह्मलिङ्गं भागवतेऽपि च । ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते । श्रीमगवद्वल्लभाचार्यकृतस्तत्वार्थदीपः । २ "स एको ब्रह्मण आनन्दः" । श्रुतिः । ३ "ब्रह्म पुच्छं प्रतिष्ठा" ४ "रयिश्च प्राणश्च" । श्रुतिः । "......द्विधा समभवद्बृहत्०...... प्रकृतिः सोभयात्मिका । ज्ञानं त्वन्यतमो भावः पुरुषः......" । श्रीमद्भागवतम् । ५ "अनेन जीवेनाऽत्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणि" । श्रुतिः । ६ "को ह्येवान्यात् कः प्राण्याद्यदेष आकाश आनन्दो न" श्रुतिः । ७ "भीषास्माद् वातः पवते" । श्रुतिः ।

પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત કરવાને ઇચ્છે છે. અથવા તો સર્વને પ્રકાશ કરવા માટે ઇચ્છે છે. એવં તે સમય ભગવાન્જ પર-પુરૂષ, અન્તર્યામી, અથવા તો પરમાત્માનું સ્વરૂપ ધારણ કરે છે. અથવા ધારકત્વાદિ શક્તિઓની સાથે તે આનંદાનુભવ ભગ-વાન્ જ્યારે ગ્રાહકના અન્તઃકરણમાં પ્રકટ થાય છે ત્યારે તેને પરમાત્મા કહે છે. સર્વ પ્રાણિઓને જીવાડે એટલે પોતપોતાના સ્વરૂપમાં રાખે આથીજ કયાંય તે જીવ શબ્દથી પણ પ્રસિદ્ધ છે. અને પ્રાણિમાત્રના અન્તઃકરણમાં પ્રવેશ કરવાથીજ અન્તર્યામી બ્રાહ્મણાદિમાં પૃથિવી આદિને તથા આત્માને આનું શરીર કહ્યું છે. સૂર્યાન્તર્વર્તી નારાયણ પણ તેજ ભગવાન્ છે. આવી રીતે નિત્ય નિરતિશય આનંદાનુભવ માત્ર ભગવાન્જ ત્રણ રૂપે પ્રકટ થાય છે. વિદેહ રાજાની યજ્ઞસભામાં વ્યાખ્યાન આપતી વખતે શ્રી પિપ્પલાયન મહર્ષિએ કહ્યું છે કે હે **રાજન્**! જે [1]સાક્ષાત્ વિશ્વના કારણ રહેતાં છતાં પોતાની ચિચ્છક્તિ વિલાસમાંજ હંમેશાં રમણ કરતા રહે છે. અને અનેક રૂપોથી જગત્ની ઉત્પત્તિ, સ્થિતિ, તથા લય કરતા રહે તથા બધાના આદિ છતાં પોતે અનાદિ, અને બધાનો જન્મ કરવાવાળા છતાં પણ અજન્મા તેનેજ **ભગવાન્** કહે છે. અને જેના પ્રતાપથી અથવા તો જેની કૃપાથી જીવ, દેહ, ઇન્દ્રિય અને પ્રાણ પોતપોતાના કાર્યોમાં સમર્થ તથા પ્રવૃત્ત રહે છે. તેને **અન્તર્યામી** કહે છે. પરમાત્મા કહે છે. અને જે તત્ત્વ સ્વપ્ન, જાગર, તથા સુષુપ્તિ અને તુરીય અવસ્થામાં પણ એકરૂપ તથા વર્તમાન રહે છે,

---

૧ "मत्तः स्मृतिर्ज्ञानमपोहनञ्च" श्रीगीतोपनिषद् । २ स्थित्युद्भवप्रलयहेतुरहेतुरस्य यत्स्वप्नजागरसुषुप्तिषु सद्बहिश्च । देहेन्द्रियासुहृदयानि चरन्ति येन संजीवितानि तदवेहि परं नरेन्द्र! श्रीमद्भागवतम् ।

**તેને અક્ષરબ્રહ્મ** કહે છે. આવી રીતે પરબ્રહ્મ પણ ત્રણ પ્રકારે ત્રણ રૂપોને ધારણ કરે છે. જ્ઞાનમાર્ગીય સાધનોથી બ્રહ્મની સ્ફુર્તિ, મર્યાદામાર્ગીય ભક્તિદ્વારા પરમાત્માની સ્ફુર્તિ અને **શુદ્ધ પ્રેમથી ભગવાનનૂની સ્ફુર્તિ થાય છે.**

જેની શક્તિઓ વિરૂદ્ધ દેખાય છે તેને બ્રહ્મ કહે છે. આથી આ ત્રણેમાં, અથવા જીવાદીમાં પણ ક્વચિત્ વિરૂદ્ધ ધર્મોનું દર્શન થાય તો કોઈ હાની નહિ.

## સૃષ્ટિનિરૂપણ.

[1]અનાદિ થવાથી સર્વરૂપ હોવાથી સર્વ શક્તિ હોવાથી અને પ્રસિદ્ધ હોવાથી પરબ્રહ્મ શ્રીકૃષ્ણજ આ પ્રપંચના નિમિત્તકારણ અને ઉપાદાનકારણ છે. ભગવાનના બનાવેલા પદાર્થોને જોવાથી આ વાત પહેલાં નજરે આવે છે કે બધા પદાર્થ એકથી એક જુદા છે. અને અન્યોન્ય ઉંચા નીચા પણ છે. આ ભેદ અને ઉત્તમાધમભાવ કોઈ જીવનો બનાવેલો નથી. પરંતુ તે સર્વેશ્વર પરમાત્માનીજ ઇચ્છાથી છે. **"હું એકલોજ ઉંચ નીચ ભાવપૂર્વક ઘણો થઇ જાઉં"** એટલો વિચાર કરતાંજ તે પરાત્પર પુરૂષ ધર્મોથી જુદો દેખાવા લાગ્યો. અર્થાત્ તેણે પોતાના ધર્મોથી સચ્ચિદાનંદાત્મક અક્ષરને પોતાથી જુદું કર્યું. અક્ષરે બે રૂપ લીધાં, પુરૂષ અને પ્રકૃતિ. પ્રકૃતિરૂપ સદંશથી ૨૮ તત્વ, અને ચિદંશથી સમષ્ટિ જીવરૂપ પુરૂષ પ્રગટ થયો. આનંદથી અંતર્યામી થયા. આનંદની, બધું થઇ શકવું આ શક્તિ છે. ચિત્‌ની માયા (મોહિની) શક્તિ છે. ચિદંશ અક્ષરમાં રહે છે તો પણ તેની માયા તેને મોહ નથી કરતી. ભુલાવવાની

---

**૧ तस्मात्सर्वप्रपंचस्य निदानं ब्रह्म केवलम् । आदित्वादद्वितीयत्वात्सर्वरूपत्वशक्तितः ।** वे. भ. भा. मा. भट्टश्रीगट्टूलालशर्माणः ।

શક્તિ અમારી પાસે છે તો પણ તે અમને નથી ભુલાવી શકતી. સદંશરૂપ પ્રકૃતિથી મહત્તત્વ, સૂત્ર, આદિ ક્રમથી ૨૮ તત્વોની રચના થઈ. અને ચિત્‌થી જીવની ઉત્પત્તિ થઇ. જીવ બે પ્રકારનો છે જે માયાની દીકરી અવિદ્યાને વશ થઇ રહ્યો છે, જેનો આનંદ તિરોભૂત થઇ રહ્યો છે અને જે પોતાના સ્વરૂપને ભૂલી અનેક સારાં તથા ખરાબ કર્મ કર્યા કરે છે અને તેનાં ફલ સુખ-દુ:ખોને ભોગે છે તેને જીવ કહે છે. આવી રીતે સુખની આશાથી અવિદ્યામાં ફસાઇ જીવને અનેક અધ્યાસ થાય છે. દશ પ્રકારના પ્રાણોને, ઇન્દ્રિયાન્તઃ કરણોને, અને દેહને પોતાનું સ્વરૂપ સમજવું, આ ચાર અધ્યાસ સ્વરૂપ વિસ્મૃતિરૂપ અવિદ્યાના પર્વ (કટકા) છે. આવી વખતે આની પ્રસિદ્ધ **જીવ** સંજ્ઞા થાય છે. આનંદનો તિરોભાવ થયાથીજ **જીવ નિરાકાર છે.** નિરૈશ્વર્ય છે. તેને કવચિત્ આત્મા પણ કહે છે. તેનું પરિમાણ અણુ[3] છે, તો પણ પોતાના જ્ઞાનથી (ગુણ) દેહમાં [3]બધે ઠેકાણે ફેલાઇ રહે છે. તે જીવોના ત્રણ ભેદ છે. **સંસારસંબંધી, મર્યાદાસંબંધી,** અને **અનુગ્રહસંબંધી** આ ત્રણ જાતનો સંસ્કાર ભગવદિચ્છાથી સૃષ્ટિના પહેલાંજ થઇ રહે છે. જે [4]જગતરૂપ ભગવાનથી દ્વેષ રાખે છે અને જેને પ્રભુએ પ્રપંચની પૂર્તિ માટેજ પેદા કર્યા છે, અને જન્મમરણાદિ ભયને ભોગવ્યા કરે છે તેને [5]**આસુરજીવ અને ચર્પણી કહે છે.** તેના દુ:ખનો અપાય પ્રલય-

---

१ 'एकोऽहं बहुस्यां प्रजायेय' श्रुतिः। २ एषोऽणुरात्मा चेतसा वेदितव्याः। श्रुतिः। ३ यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः। क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत। श्रीगीतोपनिषत्। ४ 'पुरुष एवेदं' श्रुतिः। ५ 'तानहं द्विषतो'वाक्याद्भिन्ना जीवाः प्रवाहिणः। अत एवेतरौ भिन्नौ सान्तौ मोक्षप्रवेशतः। पुष्टिप्रवाहमर्यादाप्रकरणे श्रीमद्वल्लभाचार्याः।

વિના થતો નથી. જેને વૈદિકસાધન કરવાની અનુકૂલતા મલી છે, તે **મર્યાદાસંબંધી** અથવા તો **મર્યાદિક જીવ** કહેવાય છે. તેમાં કેટલાક પોતાનાં વિચિત્ર સાધનોદ્વારા લૌકિક સુખ, આત્મસુખ, અને **દુઃખાભાવરૂપ મોક્ષને** પ્રાપ્ત થાય છે. અને જેને પ્રભુનો પૂર્ણ અનુગ્રહ મળ્યો છે, અને પ્રભુમાં દૃઢ પ્રેમ થવાથી ત્રૈવર્ગિક સાધનોમાં મન જાતું નથી. તથા જે કેવલ નામ સેવા અથવા રૂપ સેવામાં મગ્ન રહે છે, તેને અનુગ્રહસંબંધી અથવા પુષ્ટિમાર્ગીય જીવ કહે છે. તેને ત્યાં **લીલા પ્રાપ્તિનેજ મોક્ષ કહ્યો** છે. લીલાપ્રવેશનો વિસ્તાર આકરગ્રંથોમાં છે. અને જે જીવ કિંવા આત્મા પ્રકટાનંદ છે. તથા જ્યાં આનંદની માત્રા વિશેષ છે તેને જીવ નથી કહેતા કિંતુ અંતરાત્મા અથવા અંતર્યામી કહે છે. તે પણ આ દેહમાંજ રહે છે. એક દેહને નિયમમાં રાખવો, ઇંદ્રિયાદિકને પોતાના કામમાં પ્રવૃત્ત કરવાં તે આ અંતર્યામીનું કાર્ય છે. અતએવ તેને સાક્ષી કહે છે. [1]જોવાલાયક પદાર્થ જો ન હોત તો નેત્રની અને જીવની સત્તા કેમ સિદ્ધ થાત. અને જો જોનાર ન હોત તો દર્શનસાધન ઇંદ્રિય અને દૃસ્ય વ્યર્થ છે. આ રીતે કરણોના નહિ હોવાથી જગત્ અને જીવની સિદ્ધી થવી દુર્લભ છે. આવા વખતમાં જે કોઇ સઉને જોવા વારો, જે કોઈ પ્રકાશ કરવા વારો, અને પ્રવૃત્તિ કરાવવા વારો, અને નિર્લેપ હોય છે તેને **અંતર્યામી** કહે છે. તેને પણ કોઇ કોઈ ઠેકાણે આત્મા કહ્યો છે. આત્મા, પુરૂષ ઇત્યાદિ શબ્દ ભગવાનથી લઇને જીવપર્યંતને માટે આવે છે પરંતુ પ્રકરણથી અને

---

१ 'द्वासुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते। तयोरेकः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्न्योऽभिचाकशीति' श्रुतिः। २ एकमेकतराभावे यदा नोपलभामहे। त्रितयं तत्र यो वेद स आत्मा स्वाश्रयाश्रयः। श्री. भा.

વ્યુત્પત્તિથી તેને જુદો જુદો સમજવો જોઇએ. આને રૂપસૃષ્ટિ કહે છે. નાદની દ્વારા જે સૃષ્ટિ થાય છે તેને **નામસૃષ્ટિ** કહે છે. જ્યારે [1]નાભિસ્થ સૂત્રાત્મા બ્રહ્મ પ્રાણની સાથે મળી ઉપરની તરફ પ્રેરણા કરે છે, ત્યારે તે પરા, પશ્યન્તી, મધ્યમા, અને વૈખરી, આવી રીતે પરિણામોને પ્રાપ્ત થઈ પ્રગટ થાય છે. તેનું પહેલું અવિકૃત પરિણામ આ ૐ પ્રણવ છે. આથી સર્વ શબ્દ-શાસ્ત્રની સૃષ્ટિ થઈ છે. તે નાદાત્મા વ્યાપક શબ્દબ્રહ્મ જીવનાં પણ મૂલાદિ સ્થાનોમાં રહે છે, તેનાંજ પદ વાકયાદિ નામ છે. તેનેજ કેટલાંક લોકો **સ્ફોટ** કહે છે. કાન બંધ કરી લેવાથી તે સંભળાય છે. સૃષ્ટિના પ્રથમ ભગવાનેજ બ્રહ્માને આ બતાવ્યું કે, અમુક વસ્તુનું અમુક નામ છે. ત્યારબાદ બ્રહ્માથી વૃદ્ધ વ્યવહાર દ્વારા અમારા સરખા પ્રાકૃત મનુષ્યોમાં પણ રૂપ અને નામનો સંબંધ ( પ્રત્યાય્યપ્રત્યાયક ) ચાલ્યો આવ્યો છે.

## પ્રકૃતિ, કાલ, કર્મ, અને સ્વભાવ.

તે ચાર **અક્ષરબ્રહ્મ**નાંજ રૂપાંતર છે. તેથી બીજા મતોમાં આનેજ ઇશ્વર માની રાખ્યાં છે. [2]ગુણોની સમાન અવસ્થાને **પ્રકૃતિ** કહે છે. જે [3]પોતાના સામર્થ્યથી પદાર્થોમાં ક્ષોભ (પરસ્પર ન્યૂનાધિકભાવ) કરાવતો રહે, તેને **કાલ** કહે છે. વ્યાપક ક્રિયાજ રૂપાંતરથી **કર્મ** કહેવાય છે. અને સત્વાદિ ગુણોને [4]રૂપાન્તરમાં લઇ આવવું **સ્વભાવ**નો સ્વભાવ છે.

---

१ **'स एष जीवो विवरप्रसूतिः प्राणेन घोषेण गुहां प्रविष्टः'** श्रीमा० । २ **'यत्तत्त्रिगुणमव्यक्तं०'** । श्रीमा० । ३ **'गुणव्यतिकराकारः'** श्रीमा० । ४ **'परिणामः स्वभावजः'** । श्रीमा० ।

## ગુણનિરૂપણ.

[1]જેથી થોડા જ્ઞાન અથવા સુખના દ્વારા બંધ થાય, તેને **સત્વગુણ** કહે છે. જે [2]રાગ, તૃષ્ણા, અથવા ક્રિયામાં મનને ફસાવે તેને **રજોગુણ** કહે છે. [3]અને જેમાં અજ્ઞાન, મોહ, આલસ્યાદિ થાય, તેને **તમોગુણ** કહે છે. સૃષ્ટિમાં આ ત્રણ ગુણો પરસ્પર મિત્રતાથી રહે છે.

## અંતઃકરણ.

મન, ચિત્ત, બુદ્ધિ, અહંકાર, તેઓને **અંતઃકરણ** કહે છે. જે જ્ઞાન અને ક્રિયાનું સાધન હોય તેને **કરણ** (ઇંદ્રિય) કહે છે. અવસ્થા વિશેષથી તે ચારે અહંકારનાંજ રૂપાંતરો છે. '**હું સ્વતંત્ર કર્તા છું**' ઇત્યાદિ અભિમાન જ્યાં થાય, તે **અહંકાર** છે. '**આ કરૂં કે તે**' ઇત્યાદિ સંકલ્પ વિકલ્પ જેનું કાર્ય છે, તે **મન** છે. જ્યાં નિર્વિષયક જ્ઞાનની વૃત્તિ ઉઠે તેને ચિત્ત કહે છે. અને જ્યાં વિશેષ યુક્ત જ્ઞાનવૃત્તિ ઉઠે તેને **બુદ્ધિ** કહે છે. મુખ્ય અહંકારથી તન્માત્રા, ( શબ્દાદિ ગુણોની સૂક્ષ્મ અવસ્થા) મન અને ઇન્દ્રિયો ઉત્પન્ન થઇ છે. બુદ્ધિ, અને પ્રાણ, સાત્વિક અહંકારનાં કાર્ય છે. જે ક્રિયાશક્તિવાળો છે, અને જેથી સર્વ ઇન્દ્રિયોને બળ મળે છે, તે પ્રાણ છે. સ્પર્શથી વાયુની ઉત્પત્તિ છે. રૂપથી તેજની ઉત્પત્તિ, અને ગન્ધ પૃથ્વીનું મૂળ છે અને શબ્દથી આકાશ થયું છે. આ બધાંનાં સમષ્ટિ અને વ્યષ્ટિ આ બે રૂપ છે.

---

१ '**तत्र सत्वं निर्मलत्वात्**' । गीतोप० । २ '**रजो रागात्मकं विद्धि०** ।' गीता । ३ '**तमस्त्वज्ञानजं विद्धि०**' । गीता । ४ '**ज्ञानशक्तिः क्रियाशक्तिर्बुद्धिः प्राणस्तु तैजसौ**' श्रीभा० ।

## પંચમહાભૂત.

જ્યાં [1]બધાને અવકાશ (પોલ) મળે છે તેને **આકાશ** કહે છે. જેથી [2]જડમાત્રમાં ક્રિયા થાય છે, અને ઈન્દ્રિયોમાં બળ પહોંચે તેનું નામ **વાયુ** છે. [3]પ્રકાશન, પાચન, આદિ ૭ કાર્ય જેથી ચાલે છે તેને **તેજ** કહે છે. [4]ભિંજાવી દેવું ઇત્યાદિ આઠ કાર્ય જેના દ્વારા થાય તેને **જળ** કહે છે. બધાને [5]આધાર દેવાવાળું અને અન્ય દ્રવ્યોને પોતાના દ્વારા જુદા દેખાડવાવાળું જે દ્રવ્ય તેને **પૃથ્વિ** કહે છે. પંચમહાભૂત, તન્માત્રા, અંતઃ-કરણ, દશઇન્દ્રિય, પ્રાણ, દશદેવતા, અને જીવ તેથી બનેલો આ સ્થૂલ સૂક્ષ્મ દેહ છે. આ દેહને [6]ક્ષેત્ર પણ કહે છે. તેમાં જ્ઞાનશક્તિ પહોંચાડવાવાળો જીવ છે. પરંતુ તે આ ક્ષેત્રને અને પોતાના સ્વરૂપને જાણતો નથી. અને બીજો જે અન્તરાત્મા છે, તે ક્ષેત્રને, જીવને, અને પોતાના સ્વરૂપને જાણે છે, તેથી તેને [7]**ક્ષેત્રજ્ઞ** કહે છે. આ કાર્યસૃષ્ટિ કહેવાય છે. બંધ, અને મોક્ષ પણ સૃષ્ટિમાંજ અંતર્ગત થાય છે.

ભગવત્કાર્ય સૃષ્ટિમાં [8]જડત્વ, નશ્વરત્વ આદિ દેખાવું,

---

१ 'भूतानां छिद्रदातृत्वं' श्रीभा०। २ 'चालनं व्यूहनं०' इत्यादि श्रीभा०। ३ 'द्योतनं पाचनं०' इत्यादि श्रीभा०। ४ 'क्लेदनं पीडनं तृप्तिः' श्रीभा०। ५ 'भावनं धारणं०' श्रीभा०। ६ 'महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च। इन्द्रियाणि दशैकञ्च पञ्च चेन्द्रियगोचराः।' 'इदं शरीरं कौन्तेय' 'इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः। एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम्। श्रीगीतोप०। ७ 'क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत।' श्रीगीतोप०। एतेन जीवमेव क्षेत्रज्ञं ब्रह्म वा वदन्तो निरस्ताः। जीवस्य 'चेतने' त्यनेन क्षेत्र एव समावेशात्। 'मा'मित्यनेन स्वस्य क्षेत्रज्ञत्वबोधनाच्च। ग्र. कर्ता। ८ 'ऋतेऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि। तद्विद्यादात्मनो मायां यथाऽऽभासो यथा तमः'। श्रीभाग०। 'न तत्र रथा रथयोगा अथ रथान्रथपथः सृजति स हि कर्ता०' श्रुतिः।

ગંધર્વનગર, સ્વપ્ન, શુક્તિરજત, અંધકાર, પ્રતિબિમ્બ, પ્રભુમાં પ્રાકૃત પણું દેખાવું, ઇત્યાદિ માયિક સૃષ્ટિ છે. આ સૃષ્ટિ પણ ભગવાનેજ બનાવી છે. પરંતુ તેનું ઉપાદાનકારણ કોઇ નથી.

## બ્રહ્મવાદનો ઉપસંહાર.

વેદમાં [૧] એક બ્રહ્મના જ્ઞાનથી સર્વ જગતનું જ્ઞાન કરવાનું કહ્યું છે. તે વાત ત્યારે બને કે જો સર્વ પ્રપઞ્ચ બ્રહ્મનો કાર્ય હોય અને બ્રહ્માત્મક હોય. માટે વેદોક્ત હોવાથી આસ્તિક-માત્રને એમ માનવું પડશે કે આ દેખાતું તથા સાંભળવામાં આવતું જગત્ બ્રહ્મરૂપ છે. બ્રહ્મ કારણ છે. અને જગત્ તેનો કાર્ય છે. કાર્યકારણનો સર્વત્ર ઐકય હોય છે. સોનું અને તેના દાગીના વાસ્તવમાં એક છે. જો એમ ન હોય તો સુવર્ણ ખરીદનાર સોનાના દાગીના ન લઇ શકે. માત્ર વ્યવહારના માટે બન્નેનો ભેદ છે. સોનાનાજ[૨] ઘણા નામ રાખીને જેમ લોકો પોતાના વ્યવહાર ચલાવે છે, તેમ વ્યવહારના માટેજ જગત્ બ્રહ્મથી જુદો છે. પરમાત્મા પોતે પોતાની અચિન્ત્યશક્તિયોવડે જગત્ રૂપ ધારણ કરે છે છતાં પણ તેને વિકારનો સ્પર્શ થતો નથી એ પ્રભુનું અચિન્ત્ય અને અસીમ માહાત્મ્ય છે. [૩]મહાત્મ્યનાં જ્ઞાન થયાથી પ્રભુમાં ભક્તિ થાય છે. માટેજ ભક્તિના લક્ષણમાં જ્ઞાનનો આદર છે. અને જે માહાત્મ્યજ્ઞાનથી પ્રભુમાં પ્રેમ ન થાય તે જ્ઞાન [૪]કેવલ શ્રમ છે.

---

१ 'अपि वा तमादेशमप्राक्ष्यः०' इत्यादि छान्दोग्योपनिषत् । २ 'यथा हिरण्यं बहुधा समीयते नृभिः क्रियाभिर्व्यवहारवर्त्मसु । एवं क्रियाभिर्भगवानधोक्षजो व्याख्यायते लौकिकवैदिकैर्जनैः ।' श्रीमा० । ३ माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः । स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्नचाऽन्यथा ॥ ना. पञ्चरात्रम् । ४ श्रेयःस्रुतिं भक्तिमुदस्य ते विभो क्लिश्यन्ति ये केवलबोधलब्धये । तेषामसौ क्लेशल एव शिष्यते नाऽन्यद्यथा स्थूलतुषावघातिनाम् ॥ श्रीमा०

## કર્મજ્ઞાનથી ભક્તિનો ઉત્કર્ષ.

જીવમાત્રને દુઃખની હાનિ અને આનંદની પ્રાપ્તિ અભિમત હોય છે. અને તેની પ્રાપ્તિના માટેજ તે ઐહલૌકિક અને પારલૌકિક સાધનોનો આશ્રય લઇને યત્ન કરે છે. જેમ દુઃખની આત્યંતિક હાનિ અપેક્ષિત છે, તેમજ સુખની પણ અખંડિત નિત્યપ્રાપ્તિ અપેક્ષિત છે. તે દુઃખ નિવૃત્તિપૂર્વક આનંદ પ્રાપ્તિનુંજ નામ ચતુર્થ પુરૂષાર્થ, અથવા નિશ્રેયસ છે. તેવા નિશ્રેયસની પ્રાપ્તિના ત્રણ ઉપાય શ્રીમદ્દભાગવતમાં કહ્યા છે. 'કર્મ[1] જ્ઞાન, ને ભક્તિ. આ ત્રણ ઉપાયોના શિવાય ચતુર્થ ઉપાય નિશ્રેયસ પ્રાપ્તિના માટે નથી. તેમાં કેવળ કર્મથી દુઃખનો નાશ થઇ શકતો નથી, અથવા તો મોક્ષ થઈ શકતો નથી. કારણ કે તેમાં પુણ્ય અથવા તો પાપ બાકી રહી જ જાય છે. શ્રીમદ્દભાગવતમાં કહ્યું છે કે 'કર્મથી[2] સુખદુઃખના હેતુ કર્મનો એકદમ નાશ થઈ શકતો નથી.' જ્ઞાનથી પણ મોક્ષ હોવો કઠીન છે, કારણ કે જ્ઞાનનાં સાધન જીવથી થવાં મુશ્કેલ છે અથવા અસંભવ જેવાં છે. અને બીજું શ્રીમદ્દભાગવતમાં જ્ઞાનીને માટે દૃષ્ટાંત આપ્યું છે કે જેવી[3] રીતે અગ્ની વેણુસમૂહને ભસ્મ કરે છે, તેમ જ્ઞાન પણ કર્મનો નાશ કરે છે. અત્રે વેણુસમૂહ અને અગ્નીનું દૃષ્ટાંત આપીને એમ સૂચવે છે કે જેમ અગ્નીથી વેણુસમૂહના દાહ થતાં આખર ભસ્મ તો શેષ રહીજ જાય છે, તેમ જ્ઞાનથી પણ કર્મોનો નાશ થતાં થતાં થોડાંક કર્મોનો શેષ રહેવાની સંભાવના છે, તેથી જ્ઞાન પણ ઐકાંતિક સાધન નથી માટે ભક્તિના શિવાય નિશ્રેયસ કરાવનાર સાધન અન્ય નથી. તેથીજ ગીતામાં શ્રીહરીયે કહ્યું છે કે, હે

---

१ ज्ञानं कर्म च भक्तिश्च नोपायोऽन्योऽन्योऽस्ति कर्हिचित् । २ कर्मणा कर्मनिर्हारो न ह्यात्यन्तिक इष्यते । ३ वेणुगुलममिवानलः ।

[1]અર્જુન ! વેદાધ્યયન તપસ્યા દાન અને યજ્ઞાદિ કર્મોથી મારૂં દર્શન કોઈ કરી શકતું નથી, જેવી રીતે તું કરી ચુકયો છે, પણ અનન્ય ભક્તિવડે તો મને જાણી શકે છે, તત્વથી મારૂં દર્શન કરી શકે છે, અને મારામાં પ્રવેશ પણ કરી શકે છે, તેથી ભક્તિ સર્વોત્તમ છે એમ શાસ્ત્રોનો સિદ્ધાંત છે.

## સંપ્રદાયનો અર્થ.

ભક્તિસંપ્રદાય અનાદિકાળથી પ્રચલિત છે. જે ભક્તિમાં પરંપરાથી પ્રાપ્ત શ્રીહરિના મંત્રાદિનું ઉત્તમ દાન હોય તેને ભક્તિ-સંપ્રદાય કહે છે. આ ભક્તિસંપ્રદાયના ચાર ભેદ, પ્રકૃતિયોનું વૈચિત્ર્ય હોવાથી અનાદિકાળથી ચાલ્યા આવે છે.

## પુષ્ટિસ્વરૂપ.

શ્રીમદ્ભાગવતના દ્વિતીયસ્કન્ધમાં કહ્યું છે કે [2]શ્રીહરીનો જે અનુગ્રહ તેને પુષ્ટિ કહે છે. પુષ્ટિથી પ્રાપ્ત જે સંપ્રદાય તેને પુષ્ટિમાર્ગ વા પુષ્ટિસંપ્રદાય કહે છે. પુષ્ટિસંપ્રદાયમાં સાધન અને ફળ બંને શ્રીહરીનો અનુગ્રહ છે, અને તેથીજ તેને પુષ્ટિમાર્ગ કહેવામાં આવ્યો છે. પુષ્ટિમાર્ગમાં અહંતા મમતારૂપ સંસારથી મુક્ત થવું, ભગવન્મહાત્મ્યનું જ્ઞાન, તથા ભગવાનનો સાક્ષાત્કાર, અથવા શ્રીહરિની ભક્તિ થવી, તથા ભગવલ્લીલામાં પ્રવેશ, તે સર્વે ભગવાનના અનુગ્રહના શિવાય થતાં નથી. તે અનુગ્રહ અ-થવા પુષ્ટિથી થવાવાળી જે ભક્તિ તેને પુષ્ટિભક્તિ અથવા પુષ્ટિ કહે છે. તે પુષ્ટિભક્તિ અથવા પુષ્ટિ ચાર પ્રકારની છે. તે શ્રી આચાર્યચરણોએ એમ વર્ણવેલી છે.

---

१ नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया । शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा । भक्त्या त्वनन्यया शक्य अहमेवंवि-धोऽर्जुन । ज्ञातुं द्रष्टुं च तत्वेन प्रवेष्टुं च परंतप । २ पोषणं तदनुग्रहः ।

આ નીચેના શ્લોકમાં ભક્તોના નિરૂપણ દ્વારા ચારે ભક્તિઓનું સ્વરૂપ કહ્યું છે.

જેમાં[1] પ્રથમ શ્રીહરિ તથા તેમના પરિકરનું યથાર્થ જ્ઞાન, થઇને સર્વથી અધિક અને દૃઢ શ્રીકૃષ્ણમાં સ્નેહ થાય અને શ્રીહરિના શિવાય બીજા ફળની આકાંક્ષા હોય નહીં તેને પુષ્ટિપુષ્ટિભક્તિ કહે છે. અને તે ભક્તિ જેમાં હોય તેને પુષ્ટિપુષ્ટિભક્ત કહે છે. અને જેમાં કર્મમાંજ વિશેષ રુચિ હોય પણ પુષ્ટિ હોવાથી ભગવાનનાં ઉપયોગી કર્મ કરાવાય તેને પ્રવાહપુષ્ટિભક્તિ કહે છે. અને તે પ્રવાહપુષ્ટિભક્તિ જેમાં હોય તેને પ્રવાહપુષ્ટિભક્ત કહે છે. જેમાં વિષયમાં વૈરાગ્યભાવના રાખીને ભક્તિ કરવામાં આવે તે મર્યાદાપુષ્ટિભક્તિ કહેવાય છે. અને તે જેમાં હોય તેને મર્યાદાપુષ્ટિભક્ત કહે છે. અને જેમાં પ્રેમથી પરિચર્યા તથા શ્રવણ કીર્તન કરવામાં આવે તેને શુદ્ધ પુષ્ટિભક્તિ કહેવામાં આવે છે, અને શુદ્ધપુષ્ટિભક્તિ ભગવત્પ્રાપ્ય હોવાથી અત્યન્ત દુર્લભ છે. શ્રીવ્રજભક્તોના શિવાય શુદ્ધ પુષ્ટિભક્તોનું ઉદાહરણ અન્ય નથી.

## ભક્તિ વા સેવા.

આથર્વણ શ્રુતિમાં ભક્તિનું લક્ષણ કહ્યું છે, કે આ[2] લોક અને પરલોકના મોક્ષસુધીનાં ફલોની આકાંક્ષા નહી રાખીને જે શ્રીહરિમાં મનનું એકતાન થવું તે ભક્તિ. શ્રીમદ્ભાગવતના તૃતીયસ્કન્ધમાં કહ્યું છે કે જેમ [3]શ્રીગંગાનો પ્રવાહ સર્વ વિઘ્નોને હઠાવીને દરેક ક્ષણ સરખી રીતે સમુદ્રમાં મલે છે, તેમ લૌકિ-

---

१ पुष्ट्या विमिश्राः सर्वज्ञाः प्रवाहेण क्रियारताः । मर्यादया गुणज्ञास्ते शुद्धाः प्रेम्णातिदुर्लभाः । २ भक्तिरस्य भजनं तदिहामुत्रोपाधिनैराश्येनामुष्मिन्मनःकल्पनम् । ३ मनोगतिरविच्छिन्ना यथा-गङ्गाम्भसोऽम्बुधौ ।

કાલૌકિક પ્રતિબંધોને દૂર કરી પ્રેમથી શ્રીહરિમાં મનનું નિરંતર લાગવું તેને શુદ્ધપુષ્ટિભક્તિ કહે છે. તેજ ભક્તિને ફળરૂપા, પરા, અથવા માનસી સેવા કહે છે. તે માનસીસેવા પ્રાપ્ત થાય તેને માટે તનુજાસેવા અને વિત્તજાસેવા બંને સાધન છે. તે શ્રીઆચાર્યજીએ સિદ્ધાંતમુક્તાવલીમાં કહ્યું છે કે, [1]શ્રીહરિમાં પરોવાયેલું જે ચિત્ત તેને સેવા કહે છે. તેની સિદ્ધિને માટે તનુજા વિત્તજા સેવા છે. શ્રવણ, કીર્તન, તથા શરીરથી પ્રભુની પરિચર્યા કરવી તેને તનુજાસેવા કહે છે. અને દ્રવ્યથી પ્રભુનાં વસ્ત્ર આભૂષણ ઉત્સવાદીનું મંડાણ કરવું તે વિત્તજાસેવા કહેવાય છે. શ્રીમદ્ભાગવતના શ્લોકોમાં કહ્યું છે. [2]**‘વાણીને શ્રીહરિના ગુણકથનમાં લગાડે’** ઇત્યાદિ શ્લોકો તનુજા વિત્તજા સેવામાં પ્રમાણ છે. આવી રીતે તનુજા વિત્તજા સેવાનો નિરંતર અભ્યાસ રહેવાથી બીજરૂપ ભાવનો ઉદ્બોધ થાય છે. તે ભાવથી પ્રભુમાં પ્રેમ થાય છે. અને તેના પછી આસક્તિ અને વ્યસન એ બંને ક્રમથી થાય છે. પ્રભુમાં વ્યસન થવાથી જીવ કૃતાર્થ થઈ જાય છે. વ્યસનના પ્રથમજ સાધન કરી શકાય છે, પણ તે અને તેથી આગળ જે સર્વાત્મભાવ થાય છે તે તો સાધનોથી પ્રાપ્ય નથી કિંતુ પ્રભુપ્રાપ્ય છે. માનસીસેવા અથવા વ્યસનનું મુખ્ય ફળ પ્રભુપ્રાપ્તિ છે, પણ માહાત્મ્યજ્ઞાન અને અહંતામમતાની નિવૃત્તિ આ બે ફળ સ્વતઃ પ્રાપ્ત થાય છે. કહેવાનું તાત્પર્ય આ છે કે, ભક્તિશબ્દનો બે પ્રકારે અર્થ છે. એક ધાતુનો અર્થ, અને બીજો પ્રત્યયાર્થ. તેમાં ભજધાતુનો અર્થ સેવા, તેમાં કોઇ નીયમથી ભગવાનમાં આપણા દેહવ્યાપારને જોડવું તે. અને પ્રત્યયનો અર્થ આ છે કે પ્રભુની અંદર પ્રેમ

---

**૧ चेतस्तत्प्रवणं सेवा तत्सिद्ध्यै तनुवित्तजा । २ ‘ वाणी गुणानुकथने ’ ‘ यद्यदिष्टतममित्यादि ’ ।**

કરવો. જોકે પ્રકૃતિ તથા પ્રત્યયનો અર્થ સમાનજ છે તથાપિ '**तयोस्तु प्रत्ययार्थः प्राधान्येन**' આ ન્યાયથી પ્રેમ ફલ છે. અને કાયાદિ વ્યાપાર સાધન છે. પ્રભુને માટે સાધનનું આચરણ કરીને તે સાધનોને ત્યાંનાં ત્યાંજ રહેવાં દેવાં આનું નામ અર્પણ છે. સાધન કરીને કંઇક પ્રભુ પાસેથી માગવું તે સાધનોનું ઉઠાવી લેવું થાય છે. માટે નિષ્કામ સાધન કરવાં. અર્પિત ભક્તિ કરવાથી ભક્તિ શબ્દનો ઉત્તરાર્ધ (પ્રેમ) પ્રાપ્ત થાય છે. માટે ઉત્તમ ભક્તોને કંઇ પણ કામનાને ન રાખીને ભાગવત સાધનોનું આચરણ કરવું તેજ યોગ્ય છે. તેનેજ નિષ્કામભક્તિ ઉત્તમ ધર્મ કહે છે. શ્રીપ્રલ્હાદજીએ પોતાના પિતા હિરણ્યકશિપુને કહ્યું છે કે હે રાજન્! જો [1]પ્રભુમાં અર્પણ કરીને પ્રભુનું શ્રવણ, કીર્તન, સ્મરણ, સેવા, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, અને આત્મનિવેદન આ નવ પ્રકારની ભક્તિ કરાય તો તે અધ્યયનને હું ઉત્તમ સમજું છું. અન્યથા પ્રયાસ માત્ર સમજું છું. ભગવાનના ગુણ,[2] લીલા, જન્મ, નામ અને સ્તોત્રાદિને શ્રદ્ધાથી સાંભળવાથી **શ્રવણ** કહેવાય છે. ભગવાનનાં [3]**નામ** લીલા સ્તોત્રાદિને શ્રદ્ધાથી વારંવાર કહેવું તેને **કીર્તન** કહે છે. પ્રભુનું સ્વરૂપ તથા તેની લીલા અને પરિકરનું યથાર્થ ચિંતન કરવાનું નામ **સ્મરણ** છે. '**શ્રદ્ધા અને પ્રેમથી વારંવાર પરિચર્યાને [4]પાદસેવન કહે છે.**' જેમ પ્રભુને અલંકાર વસ્ત્ર ભોગસામગ્રી વિગેરે તથા મન્દિરાદિમાં બિછાનાં

---

૧ 'श्रवणं कीर्त्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥' श्रीभा० । २ 'शृण्वन् सुभद्राणि रथाङ्गपाणेर्जन्मानि कर्माणि च यानि लोके ।' श्रीभा० । ३ 'कथयन्तश्च मां नित्यं, सततं कीर्त्तयन्तो मां ।' श्रीगीतोप० । ४ 'स्मरन्तः स्मारयन्तश्च मिथो ।' श्रीमद्भा० ।

પિછવાઈ ચંદરવા વિગેરે ચડાવવું વિગેરે છે. પ્રભુના અલૌકિક મહાત્મ્યને સમજીને અવિરુદ્ધ અને સેવાથી જુદા ઉપચારોનું કરવું તે [1]**અર્ચન** કહેવાય છે. જેવી રીતે જન્માષ્ટમીપ્રભૃતિમાં પંચામૃત, સ્નાનયાત્રાદિમાં અધિવાસન અને વેદમન્ત્રોના ઘોષ, એકાદશીને દિવસ દેવોત્થાપનાદિ કાર્ય, આ બધાં સેવાથી વિરુદ્ધ તો નથી તેમ જુદાં તો છેજ, બહાર અને અંદર દીનતા દેખાડતાં શ્રદ્ધાથી ભગવચ્ચરણારવિંદમાં જે નમન કરવું તેનું નામ **વંદન** છે. [2]ભગવત્પ્રસાદથીજ પોતાનું જીવન કાઢ અને પ્રભુનીસેવા કરવી તેનું નામ **દાસ્ય** છે. કોઈ પ્રકારની પ્રેરણાવિના પ્રભુનું હિતાચરણ કરવું તેનું નામ **સખ્ય** છે. જેવી રીતે ઠંડીમાં પ્રભુને ગરમ વસ્ત્રઆદિનું સમર્પણ, ગ્રીષ્મઋતુમાં ચન્દન અને સક્તુક આદિ પદાર્થોનું નિવેદન. [3]પરિકર સહિત પોતાના આત્માને પ્રભુની સેવા કરવા યોગ્ય બનાવવું તેનું નામ **આત્મનિવેદન** છે. આત્મનિવેદનનો વિસ્તાર અમો અગાડી કરશું. આટલાથી માલુમ થયું હશે કે મન્દિરોમાં આજ ભાગવતોક્ત સેવા થાય છે.

તેથી એમ સિદ્ધ થયું કે, જેને શ્રીહરિની પ્રાપ્તિ કરવી હોય અથવા તેને પ્રસન્ન કરવા હોય તો તે પ્રભુસેવા, (ભક્તિ) કરે. ભક્તિના શિવાય ભગવત્પ્રાપ્તિનો બીજો ઉપાય નથી. તે[4] વાત શતશઃ પ્રમાણોથી ગીતાજી તથા શ્રીમદ્ભાગવતમાં કહેલી છે.

## આત્મનિવેદન.

તે સેવાનો અધિકાર પ્રાપ્ત થાય તેના માટે સદ્ગુરુદ્વારા

---

**१ 'एवं यः पूजयेत माम् ।' श्रीभा० । २ 'उच्छिष्टभोजिनो दासास्तव मायां जयेमहि ।' श्रीभा० । ३ 'दारान्सुतान् गृहान्प्राणान् यत्परस्मै निवेदनम् । एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् ।' श्रीभा० । ४ 'भक्त्याहमेकया ग्राह्यः' 'प्रीयतेऽमलया भक्त्या' ।**

શ્રીહરિને શરણે જઇને આત્મનિવેદન કરવું જોઇએ. જેવી રીતે યજ્ઞાદિક કર્મો અને વેદાધ્યયનનો અધિકાર, ઉપનયનથી પ્રાપ્ત થાય છે, તેમ ભગવત્સેવાનો અધિકાર આત્મનિવેદન કરવાથી થાય છે, તે વાત શ્રીમદ્ભાગવતમાં કહી છે. હે[1] ઉદ્ધવ! જેઓએ પ્રભુને આત્મનિવેદન કર્યું છે તેઓના, આવી રીતના ભગવદ્ધર્મોનું આચરણ કરવાથી માહારામાં ભક્તિ થાય છે. મુણ્ડકોપનિષદ્‌માં કહ્યું છે, કે[2] જેને બ્રહ્મનું એટલે ભગવાન્ તથા ભગવત્સંબંધી સર્વ બાબતોનું જ્ઞાન કરવું હોય તે સમિધ હાથમાં લઇને ભગવત્છાસ્ત્રોને જાણનાર ભગવનિષ્ઠાવાળા ગુરૂને શરણે અવશ્ય જાય.

દુનિયાના કોઈ પણ મતનો આશ્રય લીધા શિવાય પણ જ્યારે અમે વિચાર કરીએ છીએ, ત્યારે એટલું તો અવશ્ય માનવુંજ પડે છે કે આ સમગ્ર જડ ચેતનાત્મક જગત્‌ને પોતાની ઇચ્છા પ્રમાણે પ્રેરણા કરનાર કોઇ જુદીજ સમર્થ સત્તા વિદ્યમાન છે. જે સમર્થ સત્તાનો અમે પૂર્વમાં નિર્દેશ કરી આવ્યા છીએ અને જે સમગ્ર જડ ચેતન જગત્‌માં વ્યાપ્ત છે તથા જેના વશમાં સમગ્ર વિશ્વ છે, તેજ સત્તા જગત્‌માં “ઈશ્વર” આ નામે ઓળખાય છે. નાસ્તિકમાં નાસ્તિક તથા માત્ર ઉદ્યોગનાજ ઉપર આધાર રાખનારના પણ મુખથી અચાનક આ સત્તાનું હોવું સ્વિકાર કરવામાં આવી જાય છે. માત્ર પ્રકૃતિઓમાં વૈચિત્ર્ય હોવાથી એટલો ફરક અવશ્ય પડે છે કે નાસ્તિક લોકો પોતાના આત્માનેજ ઇશ્વર માને છે. કેટલાક દૈવને પરમાત્મા માને છે. મીમાંસકો કર્મનેજ તે જગ્યાએ મૂકે છે અને બીજા સ્વભાવનેજ ઈશ્વરની ગાદીએ બેસાડે છે. પણ “ઇશ્વર”

---

१ एवंधर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनां। मयि संजायते भक्तिः।
२ तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्।

છે, આ વાત ઉપર કોઈને પણ સંદેહ નથી. અને તે ઈશ્વર **कर्तुमकर्तुमन्यथाकर्तुं समर्थ** છે. આ વાતને શ્રીમદ્ભાગવત તથા ગીતામાં આવી રીતે કહી છે કે:—

**केचिद्विकल्पवसना आहुरात्मानमात्मनः ।**
**दैवमन्ये परे कर्म स्वभावमपरे प्रभुम् ॥** **भा. प्रथ.**
**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥** **गीता.**

જેમ ઈશ્વરને એક મોઢે બધા મતવાલા કબુલ કરે છે; તેમ બધાઓને એમ પણ કબુલ કરવું પડે છે કે દેહ માત્ર નહીં કિન્તુ દેહથી જુદો એક આત્મા પણ છે, જેના આધારે આ સ્થૂલ દેહ ટકી રહ્યો છે. તેને આપણે " જીવ " કહીએ છીએ. ત્રીજો પદાર્થ " જડ " છે. તેમાં પંચ મહાભૂત દેહ આદિ સર્વ આવી જાય છે. આ ત્રણે પદાર્થોમાં પરસ્પર કયો સંબંધ છે એનો વિચાર કરીએ તો " **पादोऽस्य विश्वा भूतानि " ममैवांशो जीवलोके जीवभूतः सनातनः** ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિયોના દ્વારા એમ જણાય છે કે જડ, અને જીવ બન્ને ઇશ્વરના અંશ છે. એમ જગત્‌માં જડ, જીવ, અને ઈશ્વર ત્રણ પદાર્થ છે. જડ ભોગ્ય છે, જીવ ભોક્તા છે, અને ઈશ્વર બન્નેનો શાસ્તા છે. શાસ્તા છતાં પણ તે બન્નેનો ભોક્તા પણ છે. હવે અંશ હોવાથી આ વાત સ્વયં સિદ્ધ થાય છે, કે પોતાના અંશી પોતાના પિતા કિંબહુના પોતાના સર્વસ્વ પરમાત્માને અધીન રહીને પરિચર્યા કરવી, એજ જીવમાત્રનો ધર્મ છે. અંશનો સ્વરૂપ સમર્પક અંશી હોય છે, માટે તે ઇશ્વર જીવનું સર્વસ્વ છે એમ સમજવું. પોતાના સર્વસ્વના તરફ મનનું વલણ ફેરવવું એ દરેક માનવ જાતની ફરજ હોય છે. કોઇ જાતની કામના રાખ્યા શિવાય ક્રમથી મનને ઇશ્વરમાં લગાડતાં લગાડતાં તન્મય કરી દેવું તેનું નામ સેવા અથવા ભક્તિ છે. શ્રુતિમાં કહ્યું છે કે **भक्तिरस्य भजनं**

**तदिहामुत्रोपाधिनैराश्येनाऽमुष्मिन्मनःकल्पनम्।** પવન જેમ કોઇની મુષ્ટિમાં રહેતો નથી, તેમ મન પણ સહજ કોઇના વશમાં થાય તેવું નથી. માટે તેને પ્રભુમાં લગાડવા માટે ઘણા પ્રયત્નો આપણા ધર્મશાસ્ત્રોમાં કહ્યા છે. હઠયોગાદિ અત્યંત ક્રૂર હોવાથી જીવમાત્રથી થઈ શકે એવા નથી. જ્ઞાનમાર્ગ પણ કઠિનતમ છે માટે તેથી પણ મન વશ થાય તેવું નથી. તેથી આ સમયમાં જેમાં જીવને વૈરાગ્યનું થવું અસંભવ જેવું છે, તેમાં જ્ઞાનથી સિદ્ધિ મેળવવી અસંભવ જેવી છે. માટે મનને પ્રભુમાં લગાડવાનો પણ ભક્તિ એ એકજ ઉપાય છે. આ ભક્તિનું નામ સાધનભક્તિ છે. અથવા તો તેને **अपरा वा तनुजा वित्तजा सेवा** કહે છે. આમ **અપરા** અને **પરા** એ બે ભેદથી ભક્તિ બે પ્રકારની છે. કોઇ જાતના હેતુ વિના અથવા તો પ્રયોજન વિના મનનું પ્રભુ પ્રેમમાં તન્મય થઇ જવું, તે ભક્તિ ઉત્તમોત્તમ છે. માટે પરા કહેવાય છે. તેથીજ તે ફલરૂપ છે. અને તેવી ભક્તિ પ્રાપ્ત થવા માટે જે જીવ કૃતિ સાધ્ય શ્રવણાદિ નવધા ભક્તિ કરવામાં આવે છે, તેને અપરા અથવા સાધનભક્તિ કહે છે.

સ્વરૂપને ભૂલી જવું, એ અવિદ્યા જીવને સહસ્રાવધિ કાલથી લાગી છે, માટેજ તે "હું પ્રભુનો અંશ છું" આ વાતને ભૂલીને અન્ય પદાર્થોમાં આસક્ત થાય છે. તેમાં દેહ અને દેહ સંબંધી પદાર્થોમાં જીવની વિશેષ આસક્તિ છે. તેનો સંબંધ અનાદિકાળથી હોવાથી દૃઢ થઈ ચુકયો છે. તેની છાપ એવી તો દૃઢ થઇને મનના ઉપર બેસી છે કે તેને રદ કરતાં ઘણો કાળ જોઇએ. હઠયોગ અને જ્ઞાનના નવ સાધન જે કે અતિ કઠણ છે તેના દ્વારા મનને તેની વિરૂદ્ધ અને શૂન્ય રસ્તે લઇ જવા કરતાં સહેલ રસ્તે ફેરવી દેવું ઉત્તમ છે. સહેલ રસ્તો એ ભક્તિ છે. માટેજ શ્રીમદ્ભાગવત તથા ગીતામાં કહ્યું છે કેઃ—**धावन्निमील्य वा नेत्रे न पतेन्न स्खलेदिह " स्वल्पमप्यस्य धर्मस्य त्रायते म-**

**हतो भयात्** । ઇશ્વરે પોતાની રમત સિદ્ધ થવા માટે આ જગત્ બનાવેલ છે. જડ અને જીવ બંને ક્રીડાનાં ઉપકરણ છે. બધાં ભગવાનનાં બનાવેલાં છે, માટે ભગવાનનાં છે. **क्रीडार्थमात्मन इदं त्रिजगत्कृतं ते स्वाम्यं तु तत्र कुधियो पर ईश कुर्युः** જીવ સ્વયં પણ ભગવત્ક્રીડાનું સાધન છે. છતાં અનાદિકાલથી લાગેલી અવિદ્યાના વશ થઇને સ્વરૂપને ભૂલી જાય છે, અને ભગવદીય પદાર્થો "મ્હારા" છે, એમ અને પોતાના દેહનેજ સ્વરૂપ માનીને બેસે છે. એજ અવિદ્યાનું કાર્ય છે. આ એક જાતનો જીવમાં સહજ દોષ છે. સ્વરૂપ વિસ્મૃતિ રૂપ મૂળ અવિદ્યાના સંબંધથી જીવમાં અને એના દેહમાં ઘણા દોષો આવી જાય છે. દેહને પોતાનું સ્વરૂપ માનવું, ભગવદંશ નહિ સમજવું. (અહંભાવ) અને ભગવત્પદાર્થોમાં મમતા કરવી, માટે પ્રાણોના રહેવા તથા જવાથી પોતાનું જીવન મરણ સમજવું, ઇત્યાદિ દોષ જીવપણાની સાથે ઉત્પન્ન થાય છે, માટે તે જીવના સહજ દોષ કહેવાય છે. નિકૃષ્ટ દેશ અને કાલમાં ઉત્પત્તિ થવી, સંયોગથી ઉત્પન્ન થતા અને સ્પર્શથી થતા ૪ દોષો દેહાદિ જડ પદાર્થોના છે. જીવમાં એકજ દોષ છે. જડ પદાર્થોમાં ૪ પ્રકારના દોષ રહે છે. જીવ જેવી રીતે ભગવત્સેવાના ઉપયોગમાં આવે છે, તેમ દેહાદિ જડ પદાર્થો પણ ભગવત્સેવાના ઉપયોગમાં આવનારી વસ્તુ છે. બ્રહ્મ (ઇશ્વર) નિર્દોષ છે **निर्दोषं हि समं ब्रह्म**" માટે સદોષથી ભગવત્સેવા થાય નહિ. તેથીજ જીવ અને તેના સંબંધીઓનો ભગવત્સેવા કરવાનો અધિકાર રહેતો નથી. અધિકાર પ્રાપ્ત કરવા માટે જીવના દોષોનું નિવર્તન કરવું જોઇએ. અનાદિકાલથી જે અહંતા મમતા આદિ દોષો જીવોના સાથે લાગેલા છે તેને તેઓ સહેજમાં છોડી દે એવા તે પોચા નથી, માટે તેને યુક્તિથી અન્ય મુખ કરીને છોડાવી શકાય છે. મોટી નદીનું પુર ગામ ઉપર આવવાનું હોય અને તેને એકદમ આડા રોકવા

જાઓ, તો તે તમારી ભૂલ છે. તેમ કરવાથી તે રોકી શકાતું નથી, પણ ઉલટું વધારે નુકસાન કરી શકે છે. પણ તેને આડો બંધ બાંધીને અન્યત્ર લઈ શકાય છે અને તેમ કરવામાં કંઈ નુકસાન થતું નથી. તેમજ જીવની અહંતા મમતાને એકદમ છોડાવવી સંભવ નથી, પણ તેને પ્રભુના તરફ વાળી શકાય છે. જે અહંતા મમતાનો સંબંધ દેહ અને દેહસંબંધી સ્ત્રીપુત્રાદિ અથવા તો જડ પદાર્થોના સાથે હતો, તેને એક દિવસથી શ્રીહરિ સર્વોત્તમ પરાત્પર પ્રભુનાસાથે જોડી દેવું બસ તેનુંજ નામ બ્રહ્મસંબંધ કહેવાય છે. જે દિવસથી (સહસ્રાદિ કાલથી) જીવનો બ્રહ્મના સાથેનો સંબંધ ભૂલાયો છે, તેજ દિવસથી એને દોષો લાગેલા છે અને જે દિવસથી બ્રહ્મસંબંધ લીધો એટલે અનાદિકાલથી જેમને પ્રભુનું વિસ્મરણ અને દેહગેહાદિનો અધ્યાસ થયો છે તેને હું આજથી પ્રભુના સાથે જોડું છું અર્થાત્ હું પરમાત્માનો દાસ છું અને આ બધા દેહસંબંધી પદાર્થો પણ પ્રભુના છે એમ જે આત્મા અને આત્મીય પદાર્થોનો પરમાત્માનો સંબંધ કરાવવો, તે બ્રહ્મસંબંધ કહેવાય છે.

જેની હરિના તુલ્ય ગુરૂમાં પણ ભક્તિ ન હોય તેને જ્ઞાન થતું નથી, અને તેના ઉપર શ્રીહરિ પણ પ્રસન્ન થતા નથી. તેજ વાત શ્વેતાશ્વતરોપનિષદ્‌માં કહી છે. [1]જે જીવની શ્રીહરિમાં પરમ ભક્તિ છે, અને જેમ હરિમાં તેમજ શ્રીગુરૂદેવમાં પણ પરમભક્તિ છે તેને આ પૂર્વમાં કહેલું જ્ઞાન પ્રકાશે છે. શ્રીમદ્‌ભગવદ્ગીતામાં કહ્યું છે. તથા શ્રીમદ્‌ભાગવતમાં પણ કહ્યું છે કે ગુરૂ[2] છે દેવ અને પ્રિય જેને એવો સમજદાર માણસ અનન્યભક્તિથી એક શ્રીહરિનેજ ભજે. આ વચનથી એમ કહે છે કે જેને હરિભક્તિ

---

૧ यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः । ૨ उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः । अतो बुध आभजेत्तं भक्त्यैकयेशं गुरुदेवतात्मा ।

કરવી હોય તે ગુરૂને દેવની પેઠે પ્રિય અને પૂજ્ય સમજે. બીજાં અનેક શ્રુતિ સ્મૃતિનાં વચનોથી માલુમ પડે છે કે ગુરૂનાદ્વારા આત્મનિવેદન કરે ગુરૂ પણ વૈષ્ણવ હોવો જોઇએ. તે વાત પૂર્વોક્ત શ્રુતિમાં સ્પષ્ટ કહી છે. અને અન્યત્ર પણ કહ્યું છે.

કે[1] ભલે ગુરૂ ઉચ્ચ કુળનો હોય અથવા વેદવેદાંતમાં પાર પામેલો હોય છતાં પોતે વૈષ્ણવ ન હોય તો તે ગુરૂ થઈ શકતો નથી. આવી રીતે આત્મનિવેદન કરનારને પ્રથમ ગુરૂના શરણે જઇને પ્રાર્થના કરવી જોઇએ. અને ગુરૂના પાસેથી શરણ મંત્રને લઇને પોતાનો આત્મનિવેદન લેવાનો અધિકાર સિદ્ધ કરવો જોઇએ. શરણમન્ત્ર આત્મનિવેદનનો અધિકાર પ્રાપ્ત કરાવનાર છે. આત્માનું અને આત્મસંબંધી પદાર્થોનું સમર્પણ કરવાનું વેદમાં કહ્યું છે જેમ કે [2]જેમ રથના પૈડાના વચમાં અને ઉપર તરફ આરા સમર્પેલા છે, તેમ શ્રીહરિના ચરણોમાં સર્વ પ્રાણ સર્વ લોક સર્વે દેવાદિ સર્વ પદાર્થ માત્ર સમર્પેલા છે. શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે.

[3]યજ્ઞ, દાન, તપ, જપ, આચાર, પોતાને જે પ્રિય હોય તે સ્ત્રી પુત્ર, ગ્રહ, દેહ, પ્રાણ આદિને પરમાત્માને અર્પણ કરે. શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે. હે કૌન્તેય ! જે તું કરે છે, જે ભોગવે છે, જે હવન કરે છે, જે દાન કરે છે અને જે તપ કરે છે તે બધું મને અર્પણ કર. શરણાગતીના વિરોધી બધા ધર્મોને છોડીને તું એક મારે શરણે જા. શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે કે,

---

१ महाकुले प्रसूतोऽपि सर्वशास्त्रेषु दीक्षितः । सहस्रशाखाध्यायी च न गुरुः स्यादवैष्णवः । २ तद्यथा रथनाभौ रथनेमौ चाराः समर्पिता एवमेवाऽस्मिन्नात्मनि सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि सर्व एवात्मानः समर्पिताः । ३ इष्टं दत्तं तपो जप्तं वृत्तं यच्चात्मनः प्रियम् । दारान् सुतान् गृहान् प्राणान् यत्परस्मै निवेदनं ।

હે[1] પાર્થ ! નીચ દેહમાં પતિત સ્ત્રી વૈશ્ય અથવા શૂદ્રો પણ મારે એકને શરણે આવીને રહે છે, તે પરમગતિને પામે છે. શ્રી આચાર્યચરણ પણ સિદ્ધાંતરહસ્યમાં કહે છે કે[2]આત્મા તથા આત્મસંબંધી પદાર્થોનો બ્રહ્મના સાથે નિવેદનરૂપ સંબન્ધ કરાવવાથી સર્વ જીવોના દેહ અને દેહસંબન્ધી સર્વ દોષોની નિવૃત્તિ થાય છે. માટે તેથી[3] સર્વ કાર્યોમાં સૌથી પહેલાં સર્વ વસ્તુનું પ્રભુને અર્પણ કરવું જોઇએ. આવી રીતે જ્યારે શરણમન્ત્ર ગ્રહણ અને આત્મનિવેદન લીધા પછી વૈષ્ણવત્વ એટલે સેવાનો અધિકાર પ્રાપ્ત થાય ત્યારે પૂર્વોક્ત રીતીથી સેવાનો પ્રારંભ કરે. જ્યાંસુધી આત્મનિવેદન ન કર્યું હોય ત્યાંસુધી વૈષ્ણવ ન કહેવાય અને ત્યાંસુધી સેવાનો અધિકાર પણ થતો નથી.

## સેવ્યસ્વરૂપ.

વૈષ્ણવોને શ્રીકૃષ્ણ પરબ્રહ્મ સેવ્ય છે કારણ કે તે સર્વોત્કૃષ્ટ પરાત્પર છે. બ્રહ્મા વિષ્ણુ મહેશ આ ત્રણે ભગવાનના ગુણાવતાર છે અક્ષરબ્રહ્મ પણ શ્રીકૃષ્ણનો અંશ છે. વેદમાં અક્ષરને શ્રીહરિની ત્રિપાદ્વિભૂતિ કહેલ છે અને દેવતાઓને તેના અવયવો કહેલ છે માટે સર્વોત્તમ એક શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ છે. ઉપનિષદ્‌માં કહ્યું છે કે[4]कृष्‌નો અર્થ સત્તા છે णકારનો અર્થ આનંદ છે એ બંનેના એક થવાથી સચ્ચિદાનંદ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ થાય છે.

---

१ यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् । यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् । सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज । २ मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः । स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् । ३ ब्रह्मसंबन्धकरणात्सर्वेषां देहजीवयोः । सर्वदोषनिवृत्तिर्हि दोषाः पञ्चविधाः स्मृताः । ६ तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्पणम् । ४ कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ।

શ્રીગીતાજીમાં કહ્યું છે[1] સર્વ ભૂતોને ક્ષરશબ્દથી કહે છે અને કૂટસ્થને અક્ષર કહે છે, ઉત્તમ પુરૂષ તો અન્ય છે જેને પરમાત્મા કહે છે. બીજું પણ ત્યાં કહ્યું છે કે હું[2] ક્ષર અને અક્ષરથી જુદો છું તેથી મને પુરૂષોત્તમ કહે છે. શ્રીભાગવતમાં કહ્યું છે, [3]કે શ્રીકૃષ્ણ તો સાક્ષાત્ [4]પૂર્ણપુરૂષોત્તમ છે.

તે શ્રીકૃષ્ણ દ્વિભુજ ચતુર્ભુજ આદિ અનેક રૂપથી અનેક સ્થલોમાં બીરાજે છે. શ્રીવૈકુંઠમાં ચતુર્ભુજ સ્વરૂપ છે. અને ગોકુલમાં દ્વિભુજ સ્વરૂપ છે. તે [5]બ્રહ્મવૈવર્તપુરાણમાં કહ્યું છે. વ્રજમાં પ્રગટીને શ્રીપ્રભુએ અનેક લીલા કરી છે. તેમાં હાલમાં શ્રીનાથદ્વારામાં બીરાજતા શ્રીનાથજીનું સ્વરૂપ ગોવર્દ્ધનધરણલીલાનું છે. ગોવર્દ્ધનલીલા શ્રીમદ્‌ભાગવતના દશમસ્કન્ધમાં વર્ણવેલી છે તે આસ્તિકમાત્રને સ્પષ્ટ વિદિત છે. તે લીલાના વિષયમાં [5]વેદના મંત્રભાગવતમાં કહેલું છે.

નારદપંચરાત્રના ૪ થી રાત્રમાં ૮ અધ્યાયમાં શ્રીગોવર્દ્ધન-

---

**१ उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः। २ अतोस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः। ३ कृष्णस्तु भगवान्स्वयम्। ४ परिपूर्णतमः कृष्णो वैकुण्ठे गोकुले स्वयम्। चतुर्भुजश्च वैकुण्ठे गोकुले द्विभुजः स्वयम्॥**

५ तमस्य राजा वरुणस्तमश्विना क्रतुं सचंतमारुतस्यवेधसः दाधारदक्षमुत्तममहर्विदं व्रजंचविष्णुः सखिवाँ अपोर्णुते—

**भाष्यम्—तं अस्य कृष्णस्य क्रतुगिरींजं वरुणो राजा तथाअश्विनौदेवौ तं क्रतुं संचत अनुकृतवतः। मारुतस्य जगतां प्राणस्य वेधसः विस्रष्टुः। इन्द्रादन्येषां देवानां सुक्रतुः सुखकरोऽभूदित्यर्थः। यत्र निमित्तं दृढं अहर्विदंकृतो लब्धारं पर्वतमुत्तमं दाधार विष्णुहस्तेनेति शेषः॥**

**व्रजंतेनैव, अहर्विदा शैलेन अपोर्णुते आच्छादयति। यतः। सखीवान् मित्राणां त्राणार्थमित्यर्थः॥**

ધરના માટે કહ્યું છે. કે[1] પર્વતમાં નિવાસ કરનારા અને ગોવર્દ્ધનના સ્વામી સર્વના અજ્ઞાનને હણનારા તથા ઇંદ્રાનુજ હોવાથી માતલી છે સારથી જેનો એવા, અને સર્વદા દ્વિમુખ કવચિત્ છ ભુજાવાલા અને અનંતભુજાયુક્ત, શેષરૂપ પણ શેષના સ્વામી અને, સર્વના અંગી, તથા શેષનું ચિહ્ન છે અંગમાં જેને એવા, ગોવર્દ્ધન પર્વત ઉપર વિહાર કરનારા શ્રીગોવર્દ્ધનધર છે. [2]શ્રીમદ્ભાગવતમાં દ્વિતીય તૃતીય દશમસ્કન્ધાદિના વચનોથી શ્રીગોવર્દ્ધનધરણલીલાનું વર્ણન કરેલ છે.

[3]ગોપાળતાપિની ઉપનિષદ્ પૂર્વખણ્ડમાં પણ શ્રીગોવર્દ્ધનધરના સ્વરૂપનું વર્ણન સ્પષ્ટ છે. પુષ્ટિમાર્ગમાં જેટલી ભગવન્મૂર્તિઓ છે તે સાક્ષાત્ ભગવાનનું સ્વરૂપ છે. તે વાત શ્રીમદ્વલ્લભાચાર્યચરણશ્રીએ નિબન્ધમાં વર્ણવેલી છે. [4]ભક્તિમાર્ગમાં મૂર્તિમાં સાક્ષાત્ પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણ બિરાજમાન છે માટે તે મૂર્તિ સાક્ષાત્સ્વરૂપાત્મક છે. મન્ત્રાધીન નહીં હોવાથી કિન્તુ કેવલ ભક્તિના ઉત્કટ ભાવવડે પ્રાદુર્ભૂત હોવાથી પુષ્ટિમાર્ગમાં આવાહનવિસર્જનનાદિ પારતન્ત્ર્યનાં કામ કરવામાં આવતાં નથી. અને તેથીજ પ્રતીકોપાસન નહિ કિન્તુ સ્વરૂપસેવા કહેવાય છે. મૂર્તિના

---

१ पर्वताधिनिवासी च गोवर्द्धनधरो गुरुः, गोवर्द्धनपतिः शान्तो गोवर्द्धनविहारकः। द्विभुजः षड्भुजो ऽनन्तभुजो मातलिसारथिः। शेषाधिनाथो नाथश्च, शेषी शेषान्तविग्रहः । २ गोपैर्मखे० । अयाजयद्गोसवेन० । तस्मान्मच्छरणं गोष्ठं० । यः सप्तहायनः० । ३ सत्पुण्डरीकनयनं मेघाभं वैद्युताम्बरम् । द्विभुजं मौनमुद्राढ्यं वनमालिनमीश्वरम् ॥ ४ भक्तिमार्गाऽनुसारेणाह—तत्र च स्थितमिति, मूर्तौ स्थितं—परं यत्र हस्तस्तत्रहस्तः तत्तदवयवेषु तत्तदवयवा इति—तत्रहेतुः साकारं व्यापकं ब्रह्मेति । अतः सर्वे कटकाद्युपचारा भगवदवयवेष्वेव साक्षात्कृता भवन्ति ।

શ્રીહસ્તને, સાક્ષાત્ પ્રભુનો શ્રીહસ્ત, ચરણકમળને ચરણકમળ એમ દરેક મૂર્તિના અવયવોને શ્રીહરિના અવયવો માનેલા છે. કારણ કે ભક્તિમાર્ગમાં બ્રહ્મને વ્યાપક છતાં સાકાર માનેલું છે અને તેથીજ મૂર્તિને જે વસ્ત્ર આભૂષણ ધરાવવામાં આવે છે તે સાક્ષાત્પ્રભુને ધરાવવામાં આવે છે.

## વૈષ્ણવોનો ધર્મ.

પ્રભુની સેવા કરવી તે ભગવદીયોનો ધર્મ છે, શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે, મનુષ્યમાત્રનો તેજ [1]પરત્રધર્મ છે કે જેનાથી શ્રીહરિમાં ભક્તિ થાય. શ્રીઆચાર્યજી પણ આજ્ઞા કરે છે કે [2]હંમેશાં સર્વ ભાવનાઓવડે શ્રીયશોદાનન્દન શ્રીગોવર્દ્ધનધરણની સેવા કરવી, હરિજનોનો એજ ધર્મ છે કોઈ વખતે કાંઇપણ બીજો ધર્મ નથી. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે સંગ કરવો તે દૃઢ પાશ છે પણ એજ સંગ જો સત્પુરૂષોમાં કર્યો હોય તો, મનુષ્યોને નિસ્સંગ કરી દે છે. તેથી અવૈષ્ણવોના સાથે રહેવું નહીં. શ્રી આચાર્યચરણ આજ્ઞા કરે છે કે, [3]જેણે નિવેદનમંત્ર લીધો છે, તેઓના સાથે રહીને જે કોઈ કાર્ય કરવું તે સર્વ પ્રભુને નિવેદન કરીનેજ કરવું, તે પુષ્ટિમાર્ગની નિર્દોષ સ્થિતિ છે. કોઇ વખતે પણ પ્રભુને અનિવેદિત વસ્તુનો ઉપયોગ કરવો નહી, કિન્તુ પ્રથમ શ્રીહરિને અર્પણ કરીનેજ ઉપયોગ કરવો એ વૈષ્ણવોનો ધર્મ છે. એ વાત વેદમાં કહી છે. બધા [4]દેવ પિતૃ અને

---

१ स वै पुंसां परो धर्मो यतो भक्तिरधोक्षजे। २ सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः। स्वस्यायमेव धर्मो हि नान्यः क्वापि कदाचन। ३ निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादिति स्थितिः। ४ सर्वे देवाः सर्वे पितरः सर्वे मनुष्या विष्णुनाऽशितमश्नन्ति विष्णुनाऽऽघ्रातं जिघ्रन्ति विष्णुना पीतं पिबन्ति विष्णुना रसितं रसयन्ति तस्माद्विद्वांसो विष्णवे दत्तं भक्षयेयुः।

મનુષ્યો વિષ્ણુની પ્રસાદી ખાય છે, વિષ્ણુનું આઘ્રાત સુંઘે છે, વિષ્ણુની પીતવસ્તુ પીયે છે, અને વિષ્ણુની રસિત વસ્તુ ચાખે છે, તેથી વૈષ્ણવોને પણ એમજ જોઇએ કે વિષ્ણુને અર્પણ કરેલા પદાર્થોનોજ ઉપયોગ કરે. બ્રહ્માંડપુરાણમાં કહ્યું છે કે[1] પત્ર, પુષ્પ, ફલ, જલ, અન્ન, જળની વસ્તુ અથવા ઔષધી જે કોઇ ઉપભોગના માટે બનાવેલું હોય તેને પ્રભુને અનિવેદીત, ઉપયોગમાં નહિ લાવવું. તેમ કહ્યું છે કે વૈષ્ણવોને એક શ્રીકૃષ્ણના શિવાય બીજા દેવનો કોઈ પણ કાર્યના માટે આશ્રય લેવો યોગ્ય નથી, કિન્તુ એક શ્રીકૃષ્ણુજ સેવ્ય છે. અન્યાશ્રય કરવાની વેદાદિક શાસ્ત્રમાં નિન્દા લખી છે. તૈત્તિરીય સંહિતામાં લખ્યું છે કે, [2]જે કોઇ પોતાના સેવ્ય દેવનો ત્યાગ કરી બીજા દેવનું ભજન કરે છે અથવા પોતાના દેવનું ઉલ્લંઘન કરે છે તે મૂર્ખ પરદેવને પહોંચતો નથી, અને વ્યર્થ પાપને ભોગવવાવાળો થાય છે. શ્રીગીતાજીમાં પણ કહ્યું છે કે.

[3]બીજાથી વિગુણ દેખાતો પણ પોતાને ધર્મ શ્રેષ્ઠ છે.

શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે કે, જે[4] પોતાનો ધર્મ નથી તેને છોડીને એક શ્રીહરિના ચરણકમળનીજ સેવા કરવી. [5]લૌકિકાલૌકિક કામનાઓથી રહિત હોય, અથવા સર્વ કામનાવાળો ભક્ત હોય, અથવા મોક્ષની કામના રાખનાર હોય તે બુદ્ધિમાન્ પુરૂષ, તીવ્ર ભક્તિયોગવડે પરબ્રહ્મ શ્રીકૃષ્ણનુંજ સેવન કરે. જે દિવસથી

---

१ पत्रं पुष्पं फलं तोयमन्नं पानीयमौषधं—अनिवेद्य न भुञ्जीत यदाहाराय कल्पितम्। २ यो वै स्वां देवतामतियजते प्रस्वायै देवतायै च्यवते न परां प्राप्नोति पापीयान्भवति। ३ श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् । ४ त्यक्त्वाऽस्वधर्मं चरणांबुजं हरेर्भजन्। ५ अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः-तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम्।

વૈષ્ણવી દીક્ષા એટલે ગુરૂદ્વારા શ્રીહરિનો નિવેદનમંત્ર લીધો તે દિવસથી એટલા આચાર પોતાને અવશ્ય કરવાના છે. શ્રીહરિની સેવા, સેવાના સમયથી બાકી વધેલા સમયમાં પોતપોતાના વર્ણાશ્રમોક્ત ધર્મો, દ્વાદશ તિલક ધારણ કરવાં તુલસીની કંઠીનું ધારણ તથા સેવાસમયમાં મુદ્રા (છાપા) ધારણ કરવું અને નિવેદનમન્ત્રનો જપ તથા ભગવત્શાસ્ત્રોનો વિચાર ઇત્યાદિ.

ભગવત્પ્રસાદી કુંકુમ અથવા ચન્દન તેનું તિલક, અને ગોપીચંદનની મુદ્રા તથા તુલસીની કંઠીનું વૈષ્ણવે અવશ્ય ધારણ કરવું જોઇએ. તેના વિષયમાં બે ચાર પ્રમાણ નીચે લખીયે છીયે. જે [1]પુરુષ પોતાના કલ્યાણને માટે મધ્યમાં અવકાશવાળું અને શ્રીહરિના ચરણની આકૃતિવાળું તિલક ધારણ કરે છે તે, હરિનો પ્રિય, પુણ્યવાન્, અને મુક્તિવાન્, થાય છે. આ ઠેકાણે પાદાકૃતિ શબ્દ દણ્ડકારણ્યનો પણ ઉપલક્ષક છે. મુદ્રાના વિષયમાં પણ બાષ્કલસંહિતામાં કહ્યું છે કે બંને[2] બાહુમૂળમાં શંખચક્રાદિ ધારણ કરે તો શ્રીહરિની સેવા કરે, બીજી રીતે સેવા સફળ થતી નથી. શ્રીઆચાર્યચરણ પણ નિબંધમાં આજ્ઞા કરે છે કે 'સેવા [3]સમયમાં શંખચક્રાદિ મુદ્રાઓને ધારણ કરવી, કારણ કે તે સેવાનાં અંગ છે. [4]તુલસીકાષ્ઠની માળા (કંઠી) તથા કુંકુમનું તિલક એ વૈષ્ણવત્વને જણાવનાર ચિહ્ન છે, માટે હંમેશાં ધારણ કરવાં જોઇએ. સ્કંદપુરાણમાં કંઠી નહી ધારણ કરનારાઓની નિંદા કરેલી

---

१ हरेः पादाकृतिमात्मनो हिताय मध्येच्छिद्रमूर्ध्वपुण्ड्रं धारयति स परस्य प्रियो भवति स पुण्यवान्भवति स मुक्तिमान्भवति । २ अंकितः शंखचक्राभ्यामुभयोर्बाहुमूलयोः । समर्चयेद्धरिं विष्णुं नान्यथा पूजनं भवेत् । ३ शंखचक्रादिकं धार्यं मृदा पूजाङ्गमेव तत् । ४ तुलसीकाष्ठजा माला तिलकं लिङ्गमेव तत् ।

છે જે [1]પાપબુદ્ધિઓ હેતુવાદમાં ફસાઇને તુલસીમાલાનું
નથી કરતા તે મારા ક્રોધાગ્નિથી દગ્ધ થઇને નરકમાંથી
નથી. આવી રીતે સર્વરીત્યા વૈષ્ણવપણાને પ્રાપ્ત થઇને શ્ર
સાધનોદ્ધારા ભગવન્માહાત્મ્યનું જ્ઞાન પ્રાપ્ત કરીને, માનસી
પ્રાપ્ત કરે. તે માનસીસેવાથી ભગવાન્ પ્રસન્ન થાય છે. શ્ર
ભાગવતમાં કહ્યું છે કે[2] સર્વ શોભાઓના આલય શ્રીહરિના
થવાથી શું નહી મળી શકે ?

ભગવાનના પ્રસન્ન થવાથી જીવને સેવોપયોગી દેહ,
શન તથા સાયુજ્ય ઇત્યાદિ ફળોની પ્રાપ્તિ દુર્લભ નથી. સમગ્ર વેદવાકયોનો આશય પણ ભગવદ્ભક્તિના ઉપર છે, આ વાત શ્રીભાગવતના દ્વિતીયસ્કંધમાં કહી છે. શ્રીભગવાન્[3] બ્રહ્માજી પોતાની ઋતંભરપ્રજ્ઞાથી સમગ્ર વેદને ત્રણ વખત સારી પેઠે જોઇને અને સમાધિમાં સ્થિર રહીને તેજ વાતને નિશ્ચય સમજ્યા કે જેનાથી શ્રીહરિમાં પ્રેમ થાય, માટે જીવમાત્રનું પણ એજ કર્તવ્ય છે કે શ્રીહરીની સેવા કરે.

श्रीहरिः शरणम् ।

---

१ धारयन्ति न ये मालां हैतुकाः पापबुद्धयः । नरकान्न निव
न्ते दग्धाः कोपाग्निना मम । किमलभ्यं भगवति प्रसन्ने श्रीनिकेत
२ भगवान्ब्रह्म कार्त्स्न्येन त्रिरन्वीक्ष्य मनीषया–तदध्यवस्येत्कूटस्
रतिरात्मन्यतो भवेत् ।